# સંયુક્ત કુટુંબ વ્યવસ્થા અને ઈસ્લામ

• લેખક •
મૌલાના સુલ્તાન અહમદ ઈસ્લાહી

• અનુવાદ •
ઝહીરુદ્દીન શેખ

• પુનરવલોકન •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# બે શબ્દો

ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થાનું નામ છે, જે જીવવાની સુંદર કળા શીખવે છે. માનવ જીવનના દરેક પાસાઓ અંગે ઈસ્લામે સ્પષ્ટ માર્ગદર્શન પૂરૂં પાડયું છે. આ વ્યવસ્થાનો એક મહત્ત્વનો ભાગ પારિવારિક વ્યવસ્થા પણ છે. જયાં ઈસ્લામે નિકાહ કરવા માટે શ્રેષ્ઠ શિક્ષણ આપ્યું છે, ત્યાં જ તલાક માટેની રીતનું વર્ણન કર્યું છે.

શરીઅતે તલાકને એક અપ્રિય અને ખરાબ કૃત્ય ઠેરવેલ છે, એટલા માટે કે તેનાથી ન માત્ર બે ઘર, બલ્કે બે પરિવારોમાં ફૂટ પડે છે અને સંબંધો બગડે છે. અલબત્ત, બગડેલ પરિસ્થિતિને સુધારવાના તમામ પ્રયત્નો કર્યા પછી દંપતિ દરમ્યાન એવી દૂરી અને અંતર તેમજ નફરત પેદા થઈ જાય કે નિભાવનું કોઈ સ્વરૂપ ન રહે, બલ્કે બંને અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓ પર કાયમ પણ ન રહી શકે, તો આવી મજબૂરીમાં શરઈ રીતે અલગ થઈ જવાની પરવાનગી છે. તલાકના કારણ અને તેની શરઈ રીતોનું વર્ણન આદરણીય મૌલાના ડૉ. મુહમ્મદ ફહીમ અખ્તર નદવી સાહેબે આ પુસ્તિકામાં કર્યું છે. અલ્લાહે તેમને લખવા-વાંચવાનો ઊંડો અને સ્વચ્છ શોખ પ્રદાન કર્યો છે. ગૌણ વિષયો પર એક નજર નાખવાથી જ અનુમાન કરી શકાય છે કે તેમણે કોઈ જરૂરી વાત છોડી નથી, અને ગાગરમાં સાગર સમાવવાની ભરપૂર કોશિશ કરી છે. ઉલ્માએ કિરામ (ઈસ્લામના આદરણીય વિદ્વાનો) પોતાના જલ્સાઓ-સભાઓ અને મસ્જિદના ઈમામો પોતાના ખુત્બાઓ (પ્રવચનો અને વ્યાખ્યાનો)માં મુસ્લિમ સમાજની સુધારણાના વિષયને સામે રાખે અને જહાલત (અજ્ઞાનતા, બિનઈસ્લામ)ના કારણે જે પથભ્રષ્ટતા જોવા મળે છે અને બીજા લોકો પણ તેના લીધે ગેરસમજના ભોગ બને છે, તેમને સાચી દીની માહિતી અને જાણકારી ઉપલબ્ધ કરે. ઈન્શાઅલ્લાહ આ હેતુ માટે આ પુસ્તિકા ખૂબ જ ઉપયોગી સાબિત થશે.

**શકીલઅહમદ રાજપૂત**
પ્રમુખ, ઈસ્લામી સાહિત્ય પ્રકાશન

ઈસ્લામથી પહેલાં અરબસ્તાનની અજ્ઞાનતાપૂર્ણ વ્યવસ્થાની પણ આ પસંદગીપાત્ર સામાજિક રીત હતી, જેમાં અત્યંત અન્યાયપૂર્ણ રીતે પિતાના મૃત્યુ પછી તેની પત્ની અને નાના સંતાનોને તેણે છોડેલાં વારસામાંથી તદ્દન વંચિત રાખવામાં આવતા હતા. પિતા પછી તેના કુલ વારસાનો એક-માત્ર વારસદાર તેનો મોટો પુત્ર થતો હતો (જામેઉલ બયાન : ૪/૧૪૨, યમીના, મિસર), ત્યાં સુધી કે તે અત્યંત નિર્લજ્જતાની સાથે, ધન-દોલતની સાથે-સાથે તેની વિધવાનો પણ વારસદાર થઈ જતો હતો; જેને જો તે ઈચ્છતો તેના સાથે લગ્ન કરી લેતો, નહિં તો, જેના સાથે તે ઈચ્છતો તેની સાથે તેને પરણાવી દેતો. (સંદર્ભ : ઉપર મુજબ, ૪:૧૯૩)

# સંયુક્ત કુટુંબ વ્યવસ્થાના નુકસાન

## પ્રાઈવેસી (એકાંત અને ગુપ્તતા)નો પ્રશ્ન :

આ વ્યવસ્થાનું પહેલું નુકસાન મનોવૈજ્ઞાનિક એટલે કે ખાનગીપણું છે. એક સમજદાર અને અધિકાર-પ્રાપ્ત વ્યક્તિ હોવાની હેસિયતે 'પ્રાઈવેસી' (ખાનગીપણું) માનવીની પ્રકૃતિમાં સામેલ છે. આ જ કારણસર દરેક સમજદાર માણસ પોતાના માટે અલાયદું મકાન અને તેનાથી સંલગ્ન સહુલતોની ઈચ્છા રાખતો હોય છે. આ સહુલતો તેને ન મળે તો તેની શાંતિ છિન્નભિન્ન થઈ જાય છે અને હંમેશા તે એક પ્રકારના અસંતોષની અનુભૂતિનો ભોગ બનતો રહે છે. સંયુક્ત કુટુંબમાં તેનું એકાંત અને ગુપ્તતા (પ્રાઈવેસી) હણાતી રહે છે અને એક નિરંતર બેચેની લાગેલી રહે છે.

## જાતીય અસંતોષનો પ્રશ્ન :

આ અપ્રાકૃતિક વ્યવસ્થાથી જાતીય અસંતોષનું મનોવૈજ્ઞાનિક પાસું પણ જોડાયેલું છે, જે વિશેષ રૂપે ઈસ્લામના દ્દષ્ટિબિંદુથી અસામાન્ય મહત્ત્વ ધરાવે છે. ઈસ્લામ લગ્નેતર સંબંધોને અત્યંત સંગીન અપરાધ ઠેરવે છે અને તેને આચરનાર વ્યક્તિને કઠોર સજાને પાત્ર ગણે છે. પરંતુ તેની સાથે જ તે આ સીમાની અંદર ભરપૂર જાતીય જીવનનો સમર્થક અને તેના તમામ તકાદાઓનો પ્રબંધ કરે છે. કુર્આન સ્ત્રીને પુરુષની ખેતી ઠરાવે છે (સૂરઃ બકરહ : ૨૨૩) કેટલીક સાવધાનીઓ અને બંધનોને સામે રાખીને તે તેનાથી જ્યારે અને જેવી રીતે ઈચ્છે લાભાન્વિત થઈ શકે છે. ફેલાયેલા ઘરમાં જાતીય જીવનના સંદર્ભે ઈસ્લામી શિક્ષાઓના આ તકાદાઓ પૂરા કરી શકાતા નથી. તેના માટે દરેક પરિણીત વ્યક્તિ માટે મકાનનું અલગ યુનિટ આવશ્યક છે.

આ વ્યવસ્થામાં દીની (ધાર્મિક) પાસાથી એક ખરાબી એ પણ છે કે નવદંપતિ માટે પોતાની નમાઝોની રક્ષા કરવાનું મુશ્કેલ બની જાય છે. દૃઢ મનોબળ ધરાવતો યુવાન

તો આ અભિયાન સર પણ કરી લેશે, પરંતુ નવી-નવી દુલ્હન માટે શરમની લાગણી હેઠળ ખૂબ મુશ્કેલ છે અને માનસિક પીડાનું કારણ પણ છે. અલાયદા ઘરમાં સ્નાન અને નમાઝો માટેની સહુલતો હશે અને કૃત્રિમ બહાના હેઠળ નમાઝો કઝા થવાથી પણ બચી જશે. સાચું એ છે કે એક મુસલમાન માટે નમાઝ દુનિયા અને તેની તમામ વસ્તુઓ કરતાં વધારે બહેતર છે.

## સામાજિક પાસું :

સામાજિક રીતે પણ આ વ્યવસ્થામાં ખૂબ પ્રતિકૂળતા જોવા મળે છે. જો કે મોટા પરિવારોની તરફેણમાં એ વાત કહેવામાં આવે છે કે ઘરની મોટાભાગની સહુલતો સહિયારી હોવાને લીધે કરકસર અને આર્થિક રીતે બચત થાય છે. પરંતુ વાસ્તવિકતા એ છે કે આ વ્યવસ્થાની સાથે સમાજ-જીવનની જે મુશ્કેલીઓ અને તેની જે હાનિકારક અસરો જોડાયેલી છે, તેની સરખામણીમાં તેના આ પ્રકારના ફાયદાઓના મહત્ત્વની કોઈ ગણના નથી. ઘર એક સાથે હશે તો બધાનું જમવાનું પણ એક સાથે હશે અને પોતાની પસંદ અને પોતાની પ્રાથમિકતાને છોડીને માણસ ઘરના મેનૂ અને તેની વ્યવસ્થાનો પાબંદ હશે. આનાથી હટીને પોતાની કોઈ પસંદ પર અમલ કરવો આ વ્યવસ્થાનો અનાદર છે. કોઈપણ અધિકાર-પ્રાપ્ત અને સ્વતંત્ર ઈરાદો ધરાવતા અસ્તિત્વ માટે આ વસ્તુ જેટલી અપ્રિય અને મનને કષ્ટ પહોંચાડનાર હોઈ શકે છે, તેનું અનુમાન દરેક વ્યક્તિ લગાવી શકે છે. ઘરથી જોડાયેલ અન્ય સહુલતો સહિયારી હોવાને લીધે હંમેશા ભીડભાડ, ટોળા અને ઘર્ષણની જે સ્થિતિ રહે છે, તેનાથી ઊભી થતી કાયમી અસંતોષની લાગણી વધારામાં ઊભી રહે છે. આનાથી માણસને એવું લાગે છે કે જાણે તે ઘરની શાંતિથી દૂર, પોતાની આખી ઉંમરમાં જીવનભર પ્લેટફોર્મ ઉપર જ જીવન વિતાવી રહ્યો હોય !

## અંગત જવાબદારીઓની અદાયગી :

આ ઉપરાંત, આ વ્યવસ્થામાં સામાજિક જીવનની અગવડનું એક અન્ય પાસું પણ છે, જેનો સંબંધ વિશેષતઃ અંગત જવાબદારીઓમાં પત્નીની સાથે પતિની ભાગીદારી અને તેની વધારેમાં વધારે સહાયતા અને સહયોગના અપેક્ષિત ઈસ્લામી તકાદા સાથે છે. ઈસ્લામે પોતાની પારિવારિક વ્યવસ્થાનું જે ચિત્ર રજૂ કર્યું છે, તેમાં પત્નીની સાથે સહાનુભૂતિ અને સદ્‌વર્તન તેનો સૌથી મહત્ત્વનો ભાગ છે. જેનો તકાદો છે કે બાળકોનું પાલન-પોષણ અને દેખરેખ તથા ઘરની અન્ય જવાબદારીઓમાં તે તેની વધુમાં વધુ મદદ કરે અને તેના બોજને હલકો કરવાનો પ્રયાસ કરે. સૈદ્ધાંતિક શિક્ષણ ઉપરાંત આ સંદર્ભમાં અલ્લાહના રસૂલ ﷺનો આદર્શ સૌથી વધારે ધ્યાન આપવા યોગ્ય છે. નબી ﷺ ઘરમાં કુટુંબના લોકોની સેવા અને તેમની ખૂબ મદદ કરતા હતા. તેથી જ્યારે

એ પૂછવામાં આવ્યું કે ઘરમાં આપ ﷺ ના રોજિંદા કાર્યો શું હતા, તો હઝરત આઈશા રદિ.નો જવાબ હતો કે આપ ﷺ ઘરમાં હોતા તો તેના કામકાજમાં લાગેલાં રહેતા, જ્યારે નમાઝનો સમય થઈ જતો તો મસ્જિદ ચાલ્યા જતા.

(બુખારી, ભા-૨, કિતાબુન્-નફકાત, પ્ર-ખિદમતુર્-રજલ ફી અહલિયહ).

## આર્થિક પાસું :

આર્થિક રીતે પણ સંયુક્ત કુટુંબ વ્યવસ્થા ખૂબ જ અસંતુલનનો શિકાર રહે છે. સંપત્તિનું કેન્દ્રીકરણ આ વ્યવસ્થાની સૌથી મોટી વિશેષતા છે. પરિવારમાં દસ કમાતાં લોકોનો એક વ્યક્તિ નિરીક્ષક અને જવાબદાર હોય છે અને મળતી રકમના સંદર્ભમાં તે સંપૂર્ણપણે સ્વતંત્ર અને સ્વાધિકારી હોય છે. માણસનો સ્વભાવ હોય છે કે તે જે કંઈ કમાય છે, તેને પોતાના ફાયદા માટે વપરાતું જોવા ઈચ્છતો હોય છે.. પોતાની કમાણી પૂરેપૂરી બીજાઓના હવાલે કરી દેવી, તેના સ્વભાવના વિરુદ્ધ છે. તેનું પરિણામ એ આવે છે કે તે ઘરની કેન્દ્રીય વ્યવસ્થાના આદરમાં પોતાની કમાણીનો એક ભાગ પરિવારના વડાના હવાલે કરી દે છે અને એક ભાગ વિભિન્ન ચોર-દરવાજાઓનો ઉપયોગ કરીને પોતાના માટે અલગ બચાવી રાખે છે. હાથની પાંચ આંગળીઓની જેમ અલ્લાહે દુનિયામાં દરેક વ્યક્તિની રોજી જુદી-જુદી રાખી છે. એ જ પ્રમાણે પરિવારની કેન્દ્રીયતાની સાથે આ જ ઘરમાં જુદી-જુદી આર્થિક હેસિયતોની સાથે લોકો એક થઈને અલગ-અલગ આગળ વધતાં રહે છે અને મોડાં-વહેલાં આ અસ્વાભાવિક વ્યવસ્થાનું માળખું જ્યારે વિખેરાય છે, તો બાજી-પત્તાંની રમતની જેમ કોઈની મુઠ્ઠી ભરેલી હોય છે અને કોઈની તદ્દન ખાલી.

સંયુક્ત કુટુંબ ઘરના લોકોમાંથી ઘણાંખરાને નકામા, આળસુ અને અયોગ્ય બનાવવામાં પણ મદદ કરે છે. સામૂહિક ભરણ-પોષણની જવાબદારીના કારણે તેમને આર્થિક સંઘર્ષના મેદાનમાં ઉતરવાથી દૂર રાખે છે. આધુનિક યુગના ચિંતકો પણ એ વાત સ્વીકારે છે કે સંયુક્ત કુટુંબ વ્યવસ્થા વ્યક્તિના વિકાસમાં અવરોધરૂપ બને છે, તેના આર્થિક સંઘર્ષના આત્માને ઘાયલ કરે છે અને સ્વનિર્ભરતાની ભાવનાને હાનિ પહોંચાડે છે; જ્યારે કે વિશેષતઃ વર્તમાન યુગના કોઈ દેશના ઔદ્યોગિક વિકાસ માટે આ અનિવાર્ય પ્રેરક-બળ છે. (Life and Conditions of the People of Hindustan, p. 168)

## ફરજિયાત સમાનતા :

ઘરની બહારની જેમ ઘરની અંદર પણ ધનવાનની ઈજ્જત બીજાઓથી વધારે હોય છે. કમાતા માણસને બહારની જેમ અહીં પણ માથા ઉપર બેસાડવામાં આવે છે. સંયુક્ત પરિવારમાં ચાહે નિયમાનુસાર ઘરનો જવાબદાર બીજો કોઈ હોય, કમાનાર લોકોને વિશેષ રૂપે વધારે માન-સન્માન અને તેના મામલાઓમાં તેને વર્ચસ્વ પ્રાપ્ત હોય છે. જેની કમાણી

જેટલી વધારે હશે, ફેલાયેલા પરિવારમાં તેને ઇજ્જત અને વર્ચસ્વ પણ તેના પ્રમાણમાં જ પ્રાપ્ત હશે. આ માન-સન્માન અને વર્ચસ્વ અનિવાર્યપણે કમાનાર વ્યક્તિની સાથે તેના પત્ની અને બાળકો સુધી પહોંચે છે અને તેમને ખરેખર તેનો હિસ્સો મળે છે. આમ, ઘરની અંદર બાહ્ય દેખાવ રૂપે કથિત સમાનતાના દાવાઓ તેમજ પ્રદર્શન અને પ્રતિષ્ઠા છતાં, આંતરિક રીતે અસમાનતા ઉછરે છે અને ફૂલેફાલે છે; ત્યાં સુધી કે ઘરના નહીં કમાતા કે બીજાની તુલનામાં ઓછું કમાતા પુરુષોની જેમ તેમનાં પત્ની-બાળકો પણ મોટાભાગે દેશના બીજા દરજ્જાના નાગરિકની જેમ ઘરના બીજા દરજ્જાના સભ્યોમાં પરિવર્તિત થઈ જાય છે, બલ્કે ક્યારેક તો વાત ખરેખર મજૂરી અને ગુલામી સુધી પહોંચી જાય છે.

## વ્યક્તિત્વ વિકાસમાં અવરોધ :

વ્યક્તિના વિકાસ અને વ્યક્તિત્વના ઉત્થાનમાં સંજોગો અને વાતાવરણનો પ્રભાવ અસાધારણ હોય છે. પરિસ્થિતિ જો સાનુકૂળ હોય અને વાતાવરણ સહાયક હોય તો કમતર દરજ્જાની યોગ્યતાઓ પણ વિકસીને ક્યાંથી ક્યાં પહોંચી જાય છે. સંજોગો પ્રતિકૂળ હોય અને માહોલ અસહાયક હોય તો ક્યારેક ઉચ્ચ દરજ્જાની કાબેલિયતો પણ ઠુંઠવાઈને રહી જતી હોય છે. અમુક ઘટનાઓ અપવાદરૂપ પણ હોઈ શકે છે. સામાન્ય નિયમ એ જ છે કે માણસ ૯૫%થી વધારે તો માહોલ અને સંજોગોની ઉપજ હોય છે, જેના ઘેરામાંથી ન તો તે બહાર નીકળી શકે છે અને ન તેના પ્રભાવથી બચી શકે છે. આ પરિપ્રેક્ષ્યમાં ક્યારેક ઘરની મજબૂત આર્થિક સ્થિતિ છતાં કેવળ સંયુક્ત કુટુંબના અનિવાર્ય ઘર્ષણ અને ખેંચતાણના પરિણામે ઘરના ઘણાં કાબેલ લોકોને શિક્ષણ નામથી જ વંચિત રહેવા માટે વિવશ કરી દેવામાં આવે છે. સંભવિત આર્થિક સમસ્યાઓનો ભય અને નાણાકીય અસમાનતાઓનો હોબાળો મચાવીને જાણે-અજાણે ઘરના ઘણાં બાળકોને માત્ર પારસ્પરિક ગેરસમજો અને વેરભાવનાના કારણે અશિક્ષિત અને નિરક્ષર છોડી દેવામાં આવે છે તથા સમય પહેલાં રોજીના મશીનનો ભાગ બનાવી દેવામાં આવે છે.

## સંબંધોની ખરાબી :

આ વ્યવસ્થાનું એક મોટું નુકસાન સંબંધોની ખરાબી છે. માનવીની પ્રકૃતિ છે કે તે એક જગ્યાએ જે લોકોની સાથે રહે છે, તેમનાથી મનમાં એક પ્રકારનો અણગમો પેદા થઈ જાય છે. રહેવાની જગ્યા અલગ-અલગ હોવા છતાં એક સાથે રહેવાવાળાના સંબંધે કોઈને કોઈ સ્તરે આ વસ્તુ પેદા થઈને જ રહે છે. આ માનસિક નબળાઈની સાથે જો રહેવાની જગ્યા પણ એક થઈ જાય તો અણગમોના કારણોમાં વધારે બળ અને સપ્લાઈ પેદા થઈ જશે. પરિણામે વાત-વાતમાં મનદુઃખ અને હંમેશા ખટરાગ અને અણબનાવ થતા રહે છે. પિતાની હયાતીમાં અથવા તેના પછી ઘરના પુરુષો જો સગપણના સંબંધોના

કારણે એક-બીજાથી જોડાયેલા હશે તો ઘરની વહુઓ અપવાદરૂપ સ્થિતિઓ સિવાય અજનબી ઘરોથી આવેલ હોય છે અને રિશ્તાઓ અને સગપણના સંબંધોથી પર હોય છે. આ અજનબી વ્યક્તિઓને સંયુક્ત કુટુંબની અપ્રાકૃતિક વ્યવસ્થામાં કૃત્રિમ રીતે એક-બીજાથી જોડવાનો પ્રયત્ન કરવો એ ખરેખર તો જબરજસ્તીથી મારેલાં થીગડાં છે, જે સફળતાપૂર્વક મંજિલ સુધી પહોંચી શકતા નથી.

આનાથી હટીને આ અસ્વાભાવિક વ્યવસ્થામાં સંબંધોની ખરાબીનું એક અન્ય પાસું પણ છે, જેનો સંબંધ ખાસ કરીને પતિ-પત્નીના સંબંધોથી છે. પતિ અને પત્ની પ્રવર્તમાન પરિસ્થિતિમાં બીજા લોકો માટે અજનબી અને નિકાહના કરાર દ્વારા એક-બીજાના જીવન-સાથી તથા મિત્ર અને હમરાઝ બને છે, બલ્કે સાચી વાત એ છે કે આ સંબંધમાં આવ્યા પછી જો અગાઉના રિશ્તાઓ હોય તો, તે પણ તદ્દન કમજોર બની જાય છે અને છુપાઈ જાય છે, અને દાંપત્ય-સંબંધ સૌના ઉપર પોતાની છાપ છોડી જાય છે અને વર્ચસ્વ જમાવી લે છે. બે અજાણ્યા લોકોમાં વધતાં આ અપેક્ષિત સામિપ્યનો આ સંબંધ ખૂબ જ સંવેદનશીલ અને અન્ય તમામ માનવીય સંબંધોમાં સંભવતઃ આ સૌથી વધારે નાજુક અને જટિલ સંબંધ હોય છે. કદાચ સંબંધની આ જ નજાકત છે, જેને સામે રાખીને વિશેષ રૂપે ઇસ્લામમાં પતિએ પત્નીનું અને પત્નીએ પતિનું ખૂબ જ ધ્યાન રાખવાની અને એક-બીજાના દિલ તોડવા અને દુઃખ પહોંચાડવાથી દૂર રહેવાની તાકીદ કરવામાં આવી છે.

બંને 'યક જાન દો કાલિબ' (અર્થાત્ બે શરીર અને એક જીવ)ની કહેવતની જેમ હોવા છતાં અજનબીપણાંના આવરણ અને આ સંબંધની વિશિષ્ટ ખાસિયતને સામે રાખીએ તો પતિ-પત્નીમાં એક-બીજાથી દિલ તૂટવા અને નારાજગી તેમજ સંબંધોમાં ઉદાસીનતા અને બેપરવાઈની સંભાવનાઓ ખૂબ જ હોય છે તથા લાંબા દાંપત્ય-જીવનમાં ડગલે-ને-પગલે આ સ્થિતિનો સામનો કરવો પડતો હોય છે. કટૂતા અને અણગમાઓ ઊભા થતા રહે છે અને રિસાવાનો-મનાવવાનો સિલસિલો નિરંતર લાગેલો રહે છે. ઘરનું એકમ અલાયદું હોય તો રિસાયેલાને મનાવવા અને વાતને આગળ વધતી અટકાવવાની તકો વધારે મળતી હોય છે. સંયુક્ત પરિવારમાં અંતરંગતા અને નિઃસંકોચપણાંનું આ વાતાવરણ રહેતું નથી, પરિણામે ક્યારેક નજીવી વાત ખૂબ જ મોટી બની જાય છે અને નારાજગીનું નાનું-સરખું કાણું મોટી તિરાડનું રૂપ ધારણ કરી લે છે.

## ઈસ્લામની અપેક્ષિત કૌટુંબિક વ્યવસ્થા

સંયુક્ત કૌટુંબિક વ્યવસ્થાના આ કેટલાક નુકસાનો હતા, જેનાથી બચવા માટે ઇસ્લામે પોતાના અપેક્ષિત પરિવારનું માળખું આનાથી અલગ અને તદ્દન અલાયદું ઠેરવ્યું છે; જેનો સાર એ છે કે કપડાં અને ખોરાકની જેમ રહેઠાણ અને મકાન પણ માણસની

એક સ્થાયી અને કાયમી જરૂરત છે. માણસ, યુવાન પરિણીત અને સમજદાર થઈ જાય, તો તેના મકાનનું એકમ પણ અલાયદું થઈ જવું જોઈએ. એક પરિવારના નામે જુદા-જુદા પરિવારો અને ઘરોનું એક સાથે અને એક જ વ્યવસ્થા હેઠળ રહેવું કોઈપણ રીતે ઉચિત અને ઇચ્છનીય નથી. મકાનની સાથે જ ઘરની વ્યવસ્થા અને તેના નાણાકીય મામલાઓ પણ દરેક વ્યક્તિના અલગ અને સ્વતંત્ર હોવા જોઈએ. સામાજિક જીવનની સહુલતોની સાથે ઇસ્લામની આ જ પસંદગીપાત્ર જીવન-પદ્ધતિ છે.

## દરેક વ્યક્તિ માટે અલાયદું મકાન :

સમાજની દરેક વ્યક્તિને તેના પત્ની-બાળકો માટે મકાનની સહુલત અલાયદી મળવી જોઈએ, જેની વ્યવસ્થામાં તે સ્વતંત્ર અને બીજાઓના હસ્તક્ષેપથી મુક્ત હોય. કુર્આનનું સ્પષ્ટીકરણ અને તેના સ્પષ્ટ ઇશારાઓ તેની તરફેણમાં છે. આ સંદર્ભમાં જ્યાં પણ તે કોઈ આદેશ આપે છે, મકાનનો ઉલ્લેખ દરેક વ્યક્તિ માટે અલગ કરે છે :

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تَدْخُلُوا۟ بُيُوتًا غَيْرَ بُيُوتِكُمْ

''હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાના ઘરો સિવાય બીજાઓના ઘરોમાં દાખલ ન થાઓ.'' (સૂરઃ નૂર : ૨૭)

વ્યક્તિની પત્નીઓ એક કરતાં વધારે હોય તો દરેકનું મકાન પણ અલગ-અલગ હોવું જોઈએ. કુર્આને અઝવાજ-મુત્તહરાત (પયગંબર ﷺ ની પુનિત પત્નીઓ)માંથી દરેકના અલગ મકાનનો ઉલ્લેખ કર્યો છે. તેમને પરદાની તાકીદ કરતાં ફરમાવ્યું :

وَقَرْنَ فِى بُيُوتِكُنَّ

''પોતાના (અલગ) ઘરોમાં ટકીને રહો.'' (સૂરઃ અહઝાબ : ૩૩)

આગળ ફરમાવ્યું,

وَٱذْكُرْنَ مَا يُتْلَىٰ فِى بُيُوتِكُنَّ مِنْ ءَايَٰتِ ٱللَّهِ وَٱلْحِكْمَةِ

''અને યાદ કરો અલ્લાહની આયતો અને હિકમત (તત્ત્વદર્શિતા)ની વાત, જે (અલગ-અલગ) તમારા સૌના ઘરોમાં સંભળાવવામાં આવે છે.'' (સૂરઃ અહઝાબ, આ. ૩૪)

એક અન્ય પ્રસંગે પણ એ વાતનો ઉલ્લેખ છે કે નબી ﷺ ની પુનિત પત્નીઓ માટે અલગ-અલગ મકાનો હતા.

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تَدْخُلُوا۟ بُيُوتَ ٱلنَّبِىِّ إِلَّآ أَن يُؤْذَنَ لَكُمْ

''હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! નબી (ﷺ)ના ઘરોમાં દાખલ ન થાઓ, સિવાય કે તમને પરવાનગી આપવામાં આવે.'' (સૂરઃ અહઝાબ, આ. ૫૩)

ત્યાં સુધી કે કુર્આનની એક સૂરઃનું નામ જ હુજરાત (હુજરા, અર્થાત્ ઓરડાનું બહુવચન) ઠેરવવામાં આવ્યું, જેમાં આપ ﷺ ની તમામ પત્નીઓની રહેવાની જગ્યા અલગ-અલગ હોવાની સ્પષ્ટતા છે.

## ઉસ્વ-એ-રસૂલ ﷺ (પયગંબર હઝરત મુહમ્મદ ﷺ નો આદર્શ) :

નબી કરીમ ﷺ ની પ્રત્યેક પત્નીઓની રહેવાની જગ્યા અલાયદી હતી. અલબત્ત, આ તમામ મકાનો એક-બીજાથી જોડાયેલાં હતા. કુર્આન-પાકમાં حجرات بيوت النبي અને بيوتكن થી આના જ તરફ સંકેત છે. (રહમતુલ લિલ-આલમીન, ૧૫૭, મક્તબા રહમત, દેવબંદ) ઝૈદ બિન અબ્દુલ્લાહ હઝનીનું કથન છે કે હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ રહ.એ મસ્જિદે-નબવી ﷺ ના વિસ્તરણના હેતુથી જ્યારે એ મકાનોને ધ્વસ્ત કરાવ્યા તો મેં જોયા હતા. આ મકાનો ઈંટોના હતા અને તેમાં ઓરડાં ખજૂરના થડોથી તૈયાર કરવામાં આવ્યા હતા, જેના ઉપર માટીથી લીંપણ કરવામાં આવ્યું હતું. ફરમાવે છે કે મેં ગણતરી કરી તો આ કુલ નવ મકાનો હતા, જેનાથી જોડાયેલાં ઓરડા તેના ઉપરાંત હતા. (ઇબ્ને સઅદ, અત્-તબકાતુલ કુબરા, ભા-૧, પૃ. ૪૪૯, બૈરૂત, ૧૯૬૦)

રસૂલુલ્લાહ ﷺ ની દિનચર્યાથી આ વસ્તુનો સ્પષ્ટ સંકેત મળે છે. એટલા માટે કે આપ ﷺ દરરોજ રાત્રે પોતાની તમામ પત્નીઓને એ પત્નીના મકાનમાં એકત્ર કરતા હતા, જેમના ત્યાં રાત્રિ વિતાવવાનો આપ ﷺ નો વારો આવતો હતો. ક્યારેક આપ ﷺ નું જમવાનું પણ આ બધાની સાથે ભેગું થતું હતું. પછી આ સૌ પોત-પોતાના ઘરોમાં પાછા જતા રહેતા હતા. (તફસીર ઇબ્ને કસીર, ભા-૧, પૃ. ૪૬૬)

## અલાયદી નાણાકીય બાબતો :

અલગ-અલગ રહેવાની સાથે પુનિત પત્નીઓની નાણાકીય બાબતો પણ એક-બીજાથી તદ્દન અલાયદી હતી. હુઝૂર અકરમ ﷺ તેમના ભરણ-પોષણનો પ્રબંધ પણ અલગ-અલગ રાખતા હતા. ખૈબર-યુદ્ધના વિજય પછી આપ ﷺ એ દરેક માટે ૮૦ વસક (તે સમયનું માપલુ) ખજૂર અને ૨૦ વસક જવ વાર્ષિક ઠરાવી દીધા હતા. (બુખારી, ભા-૧, અબ્વાબુલ હરસ વલ્-મઝારઆ બિશ્-શતર વ-નહ્વ) એ જ પ્રમાણે દૂધ માટે આપ ﷺ દરેક પત્નીને સામાન્ય રીતે એક દૂધાળી ઊંટણી ઉપલબ્ધ કરાવતા હતા. એ વાત જુદી છે કે પુનિત પત્નીઓ પોતાની ઉચ્ચ દીનદારીના લીધે જરૂર હોય તેટલું રાખીને બાકી બધી વસ્તુઓ વિધવાઓ અને અનાથો વગેરે ઉપર ખૈરાત કરી દેતી હતી. (રહમતુલ લીલ્-આલમીન, ભા-૨, પૃ. ૧૫૭) પુનિત પત્નીઓમાં પરસ્પર ભેટ-સોગાદની પણ આપ-લે થતી હતી. આ ત્યારે જ સંભવ હતું કે તેમની વ્યવસ્થા અને નાણાકીય મામલાઓ એક-બીજાથી તદ્દન અલાયદા હોય.

## હઝરત અલી રદિ. અને હઝરત ફાતિમા રદિ.નું અલાયદું મકાન :

લગ્ન પછી નબી ﷺ એ હઝરત અલી રદિ. અને હઝરત ફાતિમા રદિ.ના મકાનને પોતાનથી તદ્દન અલગ કરી દીધું. હઝરત ફાતિમતુઝ્-ઝહરા રદિ.થી આપ ﷺ ને જે અસાધારણ લગાવ હતો તે સૌ જાણે છે, ત્યાં સુધી કે એક પ્રસંગે આપ ﷺ એ ફરમાવ્યું કે "ફાતિમા મારા હૃદયનો ટુકડો છે. જે વસ્તુથી તેને પરેશાની થાય છે, તેનાથી મને પણ પરેશાની થાય છે. અને જે વસ્તુથી તેને તકલીફ પહોંચે છે, તેનાથી મને પણ તકલીફ પહોંચે છે." (મુત્તફિક અલઈહિ, બહવાલા મિશ્કાત)

એક અન્ય પ્રસંગે આપ ﷺ એ દુનિયાના તમામ લોકોમાં તેમને પોતાના સૌથી વધારે પ્રિય અને વહાલા ગણાવ્યા. (જામેઅ તિરમિઝી, ભા-૨, અબ્વાબુલ મનાકિબ, બાબ : માજાઅ ફઝલ ફાતિમહ, કાલ અત્-તિરમિઝી હાઝા હદીસ હસન ગરીબ) એ જ રીતે હઝરત અલી રદિ. આપ ﷺ ના સગા પિતરાઈ ભાઈ હતા અને કાકા પણ અબૂ તાલિબ, જેમના આપ ﷺ ઉપર અનેક ઉપકારો હતા. જેમણે બાળપણમાં આપ ﷺ નું પુત્રની જેમ પાલન-પોષણ કર્યું હતું અને સફર હોય કે રોકાણ, દરેક જગ્યાએ આપ ﷺ ને છાતીએ લગાવી રાખતા અને હંમેશા પોતાની સાથે-ને-સાથે રાખતા હતા. નુબૂવ્વતના હોદ્દા પર બિરાજમાન થયા પછી પણ આપ ﷺ થી તેમનો સંબંધ એવો-ને-એવો જ રહ્યો. જો કે તેમને પોતાને ઇસ્લામની દોલતનું સૌભાગ્ય પ્રાપ્ત ન થયું, પરંતુ આ સંબંધને કારણે તેઓ પોતાના ભત્રીજાના હંમેશા હિમાયતી રહ્યા.

કાકાના અનેક ઉપકારોની સાથે પિતરાઈ ભાઈના વ્યક્તિત્વની મનમોહકતા પણ કંઈ ઓછી નહોતી. ઇસ્લામથી પહેલા તેઓ આપ ﷺ ના ખોળામાં ઉછર્યા અને બધી રીતે આપ ﷺ દ્વારા પ્રશિક્ષિત હતા. આપ ﷺ ને આ પિતરાઈ ભાઈથી અસાધારણ લગાવ હતો. મહિલાઓમાં સૌથી વધારે પ્રિય હઝરત ફાતિમા રદિ. હતી, તો પુરુષોમાં આપ ﷺ ને સૌથી વધારે પ્રેમ હઝરત અલી રદી.થી જ હતો. (સંદર્ભ : ઉપર મુજબ) પરંતુ સામિપ્ય અને સંબંધના આ અનેકાનેક કારણો અને પરિબળો હોવા છતાં લગ્ન પછી હઝરત ફાતિમા રદિ.ની સાથે તેમના રહેવાની જગ્યા આપ ﷺ એ અલાયદી રાખી. આપ ﷺ ને કોઈ પુત્ર નહોતો અને હઝરત અલી રદિ. આપની પાસે ઉછરેલા સગા પિતરાઈ ભાઈ હતા, જેમના સાથે આપને ઊંડો લગાવ હતો. તે જોતાં હઝરત ફાતિમા રદિ.થી તેમનો સંબંધ તદ્દન ઘર જેવો હતો. જેમને અલાયદા મકાનમાં રાખવા, સંયુક્ત કૌટુંબિક વ્યવસ્થાના પરિપ્રેક્ષ્યમાં અપરવાદરૂપ સંજોગોમાં જ સંભવ હોઈ શકતું હતું. પરંતુ નર્યા ઇસ્લામી તકાદાઓ ઉપર અમલ કરતાં લગ્ન પછી અલી રદિ. અને ફાતિમા રદિ. માટે અલાયદા મકાનની વ્યવસ્થા કરવામાં આવી.

ઇસ્લામના દૃષ્ટિબિંદુથી જો સંયુક્ત પરિવારનો કોઈ અવકાશ હોત તો અલી રદિ. અને ફાતિમા રદિ.થી વધીને આ અપવાદથી ફાયદો ઉઠાવવાનો હક્ક કોનો હોઈ શકતો હતો ! પરંતુ અલ્લાહના પયગંબર ﷺ એ જ્યારે પોતાના આ હૃદયના ટુકડાઓના સંદર્ભમાં તેનો કોઈ અવકાશ ન રાખ્યો, તો પછી દૂર-સુદૂરના સંબંધોના સંદર્ભમાં તેનો અવકાશ કેવી રીતે નીકળી શકે છે ?

## પત્નીનો 'સકનહ' (રહેણાંક)નો અધિકાર :

ઇસ્લામની પસંદગીની સમાજ-વ્યવસ્થા કઈ છે ? પરિવારનું એકમ કયા વ્યક્તિઓ પર આધારિત હોવું જોઈએ ? એક પરિવારના વ્યક્તિએ અલગ થઈને શું પોતાનું અલાયદું ઘર વસાવી લેવું જોઈએ ? ઇસ્લામમાં પત્નીના 'સકનહ' અર્થાત્ રહેણાંકના અધિકારે આ મામલાને તદ્દન સ્પષ્ટ કરી દીધો છે. લગ્ન પછી પતિ ઉપર પત્નીની જે જવાબદારીઓ આવે છે, તેમાં એક જવાબદારી એ છે કે તે તેને, પોતાના અને પોતાની પત્નીના બંને પક્ષકારોથી તદ્દન અલાયદું મકાન ઉપલબ્ધ કરાવે; જેમ કે હનફી ફિક્હના પ્રખ્યાત પુસ્તક 'કન્ઝુલ્-દકાઈક'માં છે – "અને (પતિ ઉપર પત્નીનો એક હક્ક) સકનહ અર્થાત્ મકાન છે, જેમાં પતિ અને પત્ની બંનેના સંબંધિતોમાંથી કોઈ ન હોય."

લગ્ન પછી અલગ મકાન પત્નીનો પાયાનો અધિકાર છે, જેમાં તેની મરજી વગર પતિ કોઈ બીજાને ભાગીદાર નથી બનાવી શકતો. સંયુક્ત મકાન વિભિન્ન પાસાઓથી પત્ની માટે પરેશાની અને તકલીફનું કારણ હોય છે, જેનાથી તેને બચાવવી જરૂરી છે, સિવાય એ કે તે કેટલીક આવશ્યકતાઓ તથા ઘરની પરિસ્થિતિ હેઠળ તે પોતે આ હક્કને ઓછો કરવા સંમત હોય; તેથી આગળ કહેવામાં આવ્યું કે – "અને જ્યારે રહેઠાણ (પત્નીના પાયાના) હક્કના રૂપમાં વાજિબ (આવશ્યક) છે તો પતિને અધિકાર નથી કે તે કોઈ બીજાને તેમાં ભાગીદાર બનાવે, એટલા માટે કે આનાથી તેને તકલીફ અને નુકસાન થશે, કેમ કે તે પોતાના ધન-સંપત્તિ અને સામાનના સંદર્ભમાં નિશ્ચિંત નહીં રહે અને તેને પોતાના પતિની સાથે નિઃસંકોચપણે રહેવા અને ખાસ સંબંધ સ્થાપિત કરવામાં અવરોધરૂપ બનશે; સિવાય કે તે સ્વયં તેને પસંદ કરે, એટલા માટે કે તે પોતે પોતાના હક્કને ઓછો કરવા પર સંમત છે." (હિદાયા, ભા-૨, પૃ.૪૨૧)

ત્યાં સુધી કે પતિ કાયદેસર રીતે બીજી પત્નીથી પોતાના પુત્રને તેની સાથે એક મકાનમાં નથી રાખી શકતો. પત્નીની સાથે વ્યક્તિ કેવળ પોતાના અલ્પવયસ્ક બાળકને જ રાખી શકે છે, જેને સ્ત્રી-પુરુષના સંબંધોની સમજ ન હોય.

(અલ-રદ્દુલ મુખ્તાર, ભા-૨, દર સઆદત, પ્ર. ઉસ્માનિયા, મિસર)

પત્નીને મળનાર આ મકાન કેવું હોય ? જે રીતે ખાવા-પીવા અને કપડાંની બાબતમાં અમીર અને ગરીબ દરમ્યાન ફરક નથી હોતો, મકાનના સંદર્ભમાં પણ આ

ફરક એ જ પ્રમાણે ધ્યાનમાં રાખવામાં આવશે. અલબત્ત, જો પતિ અને પત્નીમાંથી એક ગરીબ અને એક અમીર હોય, તો ખાવા-પીવા અને કપડાંની જેમ મધ્યમ સ્થિતિ માન્ય ગણવામાં આવશે. પતિ પોતાની પરિસ્થિતિ પ્રમાણે તેના માટે મકાન ઉપલબ્ધ કરે. બાકી તેના ઉપર દેવું હશે, ત્યાં સુધી કે તેને સંપન્નતા પ્રાપ્ત થઈ જાય.

(રદ્દુલ મુખ્તાર મઅ અલ-દુર્રે મુખ્તાર, સંદર્ભ : ઉપર મુજબ)

ફિક્હની એક જોગવાઈ છે, જેનાથી સંયુક્ત કૌટુંબિક વ્યવસ્થાની તરફેણમાં દલીલ કરી શકાય છે અને તે એ છે કે જો પતિ મોટા મકાનના એક ભાગને પત્નીના હવાલે કરી દે, જેનું તાળું અને ચાવી તેના પાસે જ હોય, તો તેનાથી તેનો 'હક્કે-સકનહ' (રહેણાંકનો અધિકાર) અદા થઈ જશે. 'હિદાયા'માં છે કે :

''અને જો પતિ મોટા ઘરના એક અલગ ભાગમાં તેને જગ્યા આપી દે, જેનું તાળું અને ચાવી અલગ હોય તો તેના માટે પર્યાપ્ત હશે, એટલા માટે કે (રહેઠાણનો) હેતુ પૂરો થઈ જાય છે.'' (હિદાયા, ભા-૨, પૃ. ૪૨૧)

જેને નજર સમક્ષ રાખીને આપણાં ત્યાં 'મસાઈલ' (મામલાઓ)ના મશહૂર અને પ્રચલિત પુસ્તક 'બહિશ્તી-ઝેવર'માં રહેવા માટે ઘર મળવાના ઉલ્લેખમાં પ્રથમ મસ્લા (મામલા) પછી છે કે :

''પુરુષના શિરે એ પણ વાજિબ છે કે પત્નીને રહેવા માટે કોઈ એવી જગ્યા આપી દે, જેમાં પતિનું કોઈ સગું-વહાલું ન રહેતું હોય,તદ્દન ખાલી હોય કે પતિ-પત્ની તદ્દન નિઃસંકોચપણે રહી શકે. અલબત્ત, જો સ્ત્રી પોતે સૌની સાથે રહેવા સંમત હોય તો ભેગા ઘરમાં પણ રાખવું ઉચિત છે.'' (બહિશ્તી-ઝેવર, ભા-૪, પૃ. ૨૩૭)

બીજા મામલાની સ્પષ્ટતા આ પ્રમાણે કરવામાં આવી છે :

''ઘરમાં એક જગ્યા સ્ત્રી માટે જુદી કરી દે કે તે પોતાનો માલ-સામાન સુરક્ષિત રાખી શકે અને પોતે તેમાં રહી શકે અને તેનું તાળું અને ચાવી પોતાની પાસે રાખે, બીજા કોઈને તેમાં દાખલ ન થવા દે, કેવળ સ્ત્રીના જ કબજામાં રહે, તો બસ હક્ક અદા થઈ ગયો. સ્ત્રીનો આનાથી વધારે દાવો નથી હોઈ શકતો અને એમ નથી કહી શકતી કે આખું ઘર મારા માટે અલાયદું હોય.'' (સંદર્ભ : ઉપર મુજબ)

પરંતુ આ વાત જે સામાન્ય સંજોગોમાં કહેવામાં આવી છે, તેનાથી સમસ્યાનું સાચું ચિત્ર સ્પષ્ટ થતું નથી. તેની વધારે વિગત આવશ્યક છે. 'દુર્રે-મુખ્તાર'ના લેખકે મોટા ઘરના એક ભાગનું તાળું-ચાવી મળવાની સ્થિતિમાં ઘરથી સંબંધિત અન્ય સગવડોનો વધારો કર્યો છે :

''અને (મોટા) ઘરનું (નાનું) અલાયદું મકાન, જેનું તાળું-ચાવી અને બીજી

સગવડો (અલગ) હોય, તેનો તકાદો એ છે કે જાજરૂ અને રસોડું તેમાં અનિવાર્યપણે સામેલ હોય." (રદ્દુલ મુખ્તાર, ભા-૨, પૃ...)

આનાથી એ વાત સ્વયં નીકળે છે કે જો વ્યક્તિ સંપન્ન હોય અને તેની સ્થિતિ પરવાનગી આપે, તો ઘરથી સંકળાયેલ સગવડોની સાથે તેણે પત્ની માટે અલાયદું મકાન ઉપલબ્ધ કરાવવું જોઈએ; એવું નહિં કે માણસ લાખોની હેસિયત ધરાવતો હોય અને માત્ર અજ્ઞાનતાપૂર્ણ સંયુક્ત કૌટુંબિક વ્યવસ્થાને ચલાવી લેવા, તે અલગ મકાન ઉપલબ્ધ કરાવવાનું સામર્થ્ય અને શક્તિ ધરાવતો હોવા છતાં, કેવળ સમાજ અને માહોલના દબાણથી પત્નીને વિશાળ ઘરની મુસીબતોમાં કેદ કરી રાખે.

કુર્આનમાં પતિ તરફથી પત્નીને મકાન આપવાનો આદેશ પોતાની હેસિયત અને શક્તિ (من وجدكم) ઉપરાંત બે શરતોની સાથે જોડી દેવામાં આવ્યો છે, અર્થાત્ તેને તંગી (ضيق) તેમજ તકલીફ અને નુકસાન (ضرر)થી બચાવવામાં આવે :

أَسْكِنُوهُنَّ مِنْ حَيْثُ سَكَنتُم مِّن وُجْدِكُمْ وَلَا تُضَارُّوهُنَّ لِتُضَيِّقُوا عَلَيْهِنَّ

"અને તેમને (પત્નીઓને) રાખો એવી રીતે, જેમ કે તમે રહો છો પોતાની હેસિયત અનુસાર અને તમે તેમને નુકસાનમાં ન નાખો, જેથી તેમને તંગીમાં નાખી દો."

(સૂરઃ તલાક, આ. ૬)

મોટા મકાનનો એક ભાગ મળવો પર્યાપ્ત હોવાની જોગવાઈમાં આ સૂચનાની અવગણના નથી કરી શકાતી. એ જ પ્રમાણે નબળા અને ગરીબ વર્ગોના સંદર્ભમાં ઘરની કેટલીક સગવડો સંયુક્ત હોવા અંગેના 'શામી' (દુર્રે-મુખ્તારના લેખક ઈમામ મુહમ્મદ અમીન ઈબ્ન અલ-આબિદીન અશ્-શામી અલ-હનફી)ની જોગવાઈ બિનશરતી કે નિતાંત નથી. આ જ કારણ છે, જે આગળ મોટા મકાન (દાર, અર્થાત્ હવેલી)ના એક ભાગ (બૈત, અર્થાત્ ઓરડા)ના પર્યાપ્ત હોવાના મસ્લામાં એ શરતનો વધારો છે કે આ વાત એ સ્થિતિમાં હશે, જ્યારે કે ઘરના અંદર પતિના સગા-વહાલાઓમાં કોઈ એવો ન હોય, જેનાથી પત્નીને તકલીફ પહોંચવાની આશંકા હોય : "બસ, જો કોઈ (મોટું) ઘર (દાર) હોય અને એમાં (નાના-નાના) ઘણાંબધા ઓરડાઓ (બૈત) કરી દે, જેમાં (અલગ) તાળું-ચાવી લગાવી શકાય તેમ હોય તો તેને અધિકાર નહીં હોય કે તે બીજા ઓરડા (બૈત)ની માગણી કરે, શરત એ છે કે ત્યાં પતિના સગા-વહાલાઓમાંથી કોઈ એવો ન હોય, જેનાથી તેને તકલીફ પહોંચવાની આશંકા હોય." (રદ્દુલ મુખ્તાર મઅ અલ-દુર્રે મુખ્તાર, સંદર્ભ : ઉપર મુજબ) જો પત્ની પોતાની શોક (પતિની અન્ય પત્ની) અને પતિના અન્ય સગા-વહાલાઓની સાથે રહેવાનું પસંદ ન કરે તો પણ પતિ માટે તમામ સંલગ્ન સગવડોની સાથે અલગ મકાન ઉપલબ્ધ કરાવવું આવશ્યક હશે. ઘરના નાના એકમમાં પતિ, પત્ની અને પોતાની માતા બંનેને એક-સાથે રાખી શકતો નથી : "પતિને એ અધિકાર નથી કે તે પોતાની

પત્ની અને માતાને એક મકાનમાં રાખે; એટલા માટે કે એ વાતને પસંદ કરવામાં આવી નથી કે તે એનાથી (પત્નીથી) ખાસ સંબંધ સ્થાપિત કરે, જ્યારે કે ઘરમાં તેમના ઉપરાંત કોઈ અન્ય પણ હોય." (સંદર્ભ : ઉપર મુજબ) અલબત્ત, તેમને મોટા ઘરના બે અલગ એકમોમાં રાખવામાં આવે તો પત્નીને તદુપરાંત અધિકાર નહીં હોય, જેમ કે આગળ છે : "અલબત્ત, જો તે માતાને પોતાના મોટા ઘરના એક અલગ ભાગમાં અને પત્નીને બીજા ભાગમાં રાખે તો તેને આ ઉપરાંતનો અધિકાર નહીં હોય." (સંદર્ભ : ઉપર મુજબ)

સાચી વાત એ છે કે આ વસ્તુ મધ્યમ વર્ગના પરિવારની સ્ત્રી માટે છે, ઉચ્ચ અને 'શરીફ' પરિવારની (Scion કે High-born family, અર્થાત્ ઊંચા કૂળની) સ્ત્રી આનાથી વધારે મોકળા અને વિશાળ તથા સ્થાયી અલાયદા મકાનની માગણી કરી શકે છે, જેમ કે અન્ય ફિક્હવેત્તાઓએ કહ્યું છે.

અલ્લામા શામી અનુસાર પ્રથમ ઉલ્લેખિત કથનને મધ્યમ-વર્ગના પરિવારની સ્ત્રી માટે વિશેષ રાખવામાં આવશે. ટૂંકમાં આનો સાર એ છે કે : "સાચી વાત એ છે કે આ વસ્તુ જુદા-જુદા લોકો અનુસાર જુદી-જુદી રહેશે. બસ, 'શરીફ' પરિવારની સ્ત્રી, જે સંપન્ન હોય, તેના માટે આવશ્યક હશે કે તદ્દન અલાયદું મોટું મકાન (દાર) ઉપલબ્ધ કરાવવામાં આવે, જ્યારે કે મધ્યમ-વર્ગની સ્ત્રી માટે મોટા ઘરનો એક (અલગ) ભાગ પૂરતો હશે." આનાથી જ એ વાત નીકળે છે કે ગરીબ અને નબળી હેસિયત ધરાવતી સ્ત્રીઓ માટે બસ, એક ઘર પર્યાપ્ત હશે, જેમાં પતિના સગા-વહાલાઓ અને તેની સહપત્નીઓ પણ રહી શકે છે, જેમ કે મોટાભાગના ગ્રામ્યવાસીઓ અને ખેડૂતો, જંગલમાં રહેનારાઓ તથા શહેરોના ગરીબ અને પછાત વર્ગોનો મામલો છે, જેઓ ઝુંપડીઓ અને મામૂલી મકાનોમાં રહે છે. આ જ વાત એના સાથે મેળ ખાય છે, જેનો ઉલ્લેખ આનાથી અગાઉ કરવામાં આવ્યો છે કે મકાનનો મામલો પતિ-પત્નીની હેસિયત અનુસાર હશે. ઉપરાંત, અલ્લાહતૂઆલાના એ આદેશ અનુસાર કે તેમને રાખો, જેમ કે તમે રહો છો પોતાની હેસિયત અનુસાર... આપણાં આ જમાનામાં આ જ વાતને માનવી જોઈએ; એટલા માટે કે અગાઉ ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે ખાવા-પીવા અને કપડાંનો મામલો જમાનો અને સંજોગો પ્રમાણે બદલાતો રહે છે." (ઉપર મુજબ, પૃ. ૯૧૩-૯૧૪)

આ વિગતથી ઇસ્લામની અપેક્ષિત પારિવારિક વ્યવસ્થાનું ચિત્ર સ્પષ્ટ થઈને સામે આવી જાય છે અને તે એ કે લગ્ન પછી અલગ મકાન પત્નીનો મૂળભૂત અધિકાર છે. પરિવારનું એકમ પતિ, પત્ની અને અપુખ્ત બાળકો પર આધારિત હોવું જોઈએ. રહી વાત એ કે પત્નીને મળતું અલગ મકાન કેવું અને કયા પ્રકારનું હોવું જોઈએ, તો તેનો સંબંધ પતિ-પત્નીની હાલત અને પરિવારની સર્વાંગી સ્થિતિથી છે. માણસની સ્થિતિ પરવાનગી આપે અને કોઈ અવરોધ ન હોય, તો પોતાની હેસિયત અનુસાર ખાવા-પીવા અને કપડાંની જેમ તેના માટે સારામાં સારું અલાયદું મકાન ઉપલબ્ધ કરવું જોઈએ, જેનો કોઈપણ રીતે બીજા મકાનથી કોઈ સંબંધ ન

હોય. આના માટે પરિસ્થિતિ સાનુકૂળ ન હોય, તો મોટા મકાનનું અલગ એકમ પણ પર્યાપ્ત હોઈ શકે છે, શરત એ છે કે પત્નીને પતિના સગા-વહાલાઓમાંથી કોઈના તરફથી તકલીફ અને યાતનાની આશંકા ન હોય. મજબૂરીની સ્થિતિમાં, સંજોગોવસાત કે આવશ્યકતાઓની પૂર્તિ માટે પત્ની, પતિના સગા-વહાલાઓની સાથે ફેલાયેલા ઘરમાં રહેવા તૈયાર હોય તો તેનો પણ અવકાશ છે. મૂળ વાત એ જ છે, જેના તરફ અલ્લાહતઆલાએ ઇરશાદ ફરમાવ્યો છે કે મકાન માણસની હેસિયત અનુસાર (من وجدكم) હોવું જોઈએ અને એવું હોય કે પત્ની તકલીફ (ضيق) અને નુકસાન (ضرر) વગર સરળતાથી તેમાં રહી શકે.

સૌથી શ્રેષ્ઠ અને સહજ રીત એ છે કે પત્નીને તમામ સંબંધિત સગવડોની સાથે તદ્દન અલગ મકાન આપવામાં આવે. મકાન ચાહે ગમે તે ધોરણનું હોય, પરંતુ તેનું એકમ તદ્દન અલાયદું અને સ્વનિર્ભર હોય. નબી ﷺ ના આદર્શથી પણ, જેમ કે ઉપર વિગત આવી ચૂકી છે, આની જ પુષ્ટિ થાય છે. એક અન્ય પાસાથી પણ દરેક પત્ની માટે અલગ અને સ્વનિર્ભર મકાનના દૃષ્ટિબિંદુને સમર્થન મળે છે.

## પુરુષોનો પરાયી સ્ત્રીઓ સાથે મેળમેળાપ :

રસૂલુલ્લાહ ﷺ એ પુરુષોને પરાયી સ્ત્રીઓની પાસે જવાથી બચવાની ખૂબ જ તાકીદ કરી છે : ''લોકો ! પરાયી સ્ત્રીઓની પાસે જવાથી ખૂબ જ બચો.'' આ વાત ઉપર અન્સાર કબીલાના એક વ્યક્તિએ પ્રશ્ન કર્યો કે શું પતિના ભાઈ, પિતા અને અન્ય સગાવહાલાઓ (حمو અર્થાત્ પત્નીના સાસરિયા) માટે પણ આ જ હુકમ છે ? આનાથી ખ્યાલ આવે છે કે કદાચ ભારત (અને પાકિસ્તાન)ની જેમ તે વખતે અરબસ્તાનમાં પણ આ વસ્તુને કોઈ ખરાબી સમજવામાં આવતી નહોતી. આ પ્રશ્નના જવાબમાં આપ ﷺ એ ફરમાવ્યું : ''પતિના સગા-વહાલાઓ (વિશેષતઃ પુરુષો) મોતની જેમ બચવાની વસ્તુ છે.'' (બુખારી, ભા-૨, કિતાબુન્-નિકાહ, બાબ લા-યખ્લવુન રજૂલ બા-મરાઅત અલ-અઝ વ મહરમ)

حَمُوْ નો અર્થ પતિના ભાઈ અને તેના એવા જ અન્ય સગા-વહાલાઓ છે, જેમ કે પિતરાઈ ભાઈ વગેરે. આ સગા-વહાલાઓમાં પતિના ભાઈઓ, ભત્રીજાઓ, પિતરાઈ ભાઈઓ વગેરેની સાથે પતિના પિતા અને કાકા વગેરે પણ સામેલ છે; પરંતુ અહીં વિશેષ રૂપે આનાથી અભિપ્રેત પતિના પિતા અને તેના સાવકા સંતાનો વગેરે ઉપરાંત તેના એ સગા-વહાલાઓ છે, જે સ્ત્રી માટે 'નામહરમ' (એવા પુરુષો જેમના સાથે તેના લગ્ન થઈ શકે) હોય છે અને જેમનાથી તેનું લગ્ન થઈ શકે છે; જેમ કે પતિનો ભાઈ, ભત્રીજો, કાકા અને પિતરાઈ ભાઈ વગેરે; જ્યારે કે સામાન્ય રીતે લોકો તેમના મામલામાં ઢીલાશથી વર્તતા હોય છે અને ભાઈની પત્નીની સાથે તેમના એકાંતને ખરાબ નથી સમજવામાં આવતું. જો કે અજનબી કે પરાયા પુરુષોની સરખામણીમાં એમને

આનાથી વધારે રોકવાની જરૂર હોય છે. હદીસ-પાકમાં પતિના આ જ પ્રકારના સગા-વહાલાઓને મોત (موت)થી સરખાવવામાં આવ્યા છે. (શરહ નવવી લિલ્-મુસ્લિમ મઅ અલ-મુસ્લિમ, ભા-૨, પૃ.૨૧૪) આનું કારણ એ છે કે જેમ કે ઇમામ નવવીએ કહ્યું છે : ''(પતિના) આ (પ્રકારના સગા-વહાલાઓ) તરફથી બીજાઓની તુલનામાં આશંકા વધારે હોય છે. બૂરાઈની (વધારે) સંભાવના હોય છે અને ફિત્ના (બગાડ અને ઉપદ્રવ)ની તકો ખૂબ વધારે હોય છે; એટલા માટે કે તેમને સ્ત્રી સુધી પહોંચવા અને તેના સાથે એકાંતમાં રહેવા પર સંપૂર્ણ મોકળાશ હોય છે અને જેમ કે અજનબી કે પરાયા લોકોના મામલામાં બને છે. તેમના માટે તેને ખરાબ પણ સમજવામાં આવતું નથી.'' (સંદર્ભ : ઉપર મુજબ)

અન્ય હદીસોમાં પણ નબી ﷺ એ પુરુષો અને સ્ત્રીઓને એકાંતમાં રહેવાની મનાઈ કરી છે. ફરમાવ્યું કે જ્યારે પણ કોઈ પુરુષ અને સ્ત્રી એકલાં હોય છે, તો ત્રીજો શૈતાન હોય છે. (તિરમિઝી, બ-હવાલા મિશ્કાતુલ્ મસાબેહ, ભા-૨) જે સ્ત્રીઓના પતિઓ ઘરમાં ન હોય, તેમના ત્યાં જવાથી સખ્તાઈપૂર્વક રોકવામાં આવેલ છે. તેનું કારણ એ દર્શાવ્યું કે શૈતાન માણસની અંદર લોહીની જેમ દોડી રહ્યો હોય છે. (મિશ્કાતુલ મસાબેહ, બ-હવાલા તિરમિઝી) આપ ﷺ ના આ તમામ કથનોનો તકાદો એ છે કે ઇસ્લામી સમાજમાં દરેક પરિવારને અલગ અને સ્વનિર્ભર મકાન ઉપલબ્ધ હોવું જોઈએ, જે બીજા લોકોની દખલથી તદ્દન મુક્ત હોય. મોટા ઘરો અને કિલ્લેબંદ મકાનનો એક ભાગ, જેની મોટાભાગની સગવડો સહિયારી હોય, તેમાં રસૂલુલ્લાહ ﷺ ની આ શિક્ષાઓ ઉપર અમલ કરી શકાતો નથી.

## પરદાના આદેશોથી દલીલ

ઇસ્લામ જે સમાજ-વ્યવસ્થાનો ધ્વજવાહક છે, સ્ત્રીઓનો પરદો તેનો અત્યંત મહત્ત્વનો ભાગ છે, જેના આદેશો કુર્આને ખૂબ જ વિગતવાર વર્ણવ્યા છે. તેના અંદર આપણને એ અનેક વાતો મળે છે, જે સ્પષ્ટ રૂપે દર્શાવી દે છે કે સમાજમાં પ્રત્યેક પરિવારનું મકાન અલાયદું હોવું જોઈએ.

### સલામ કરીને ઘરમાં દાખલ થવું :

સૂરઃ નૂરમાં પરદાના આદેશો વિગતવાર વર્ણવતાં કુર્આને સૌપ્રથમ જે વાત કહી છે, તે એ છે કે માણસ કોઈ અન્યના ઘરમાં સલામ અને પરિચય આપ્યા વિના દાખલ ન થાય. (સૂરઃ નૂર, આ. ૨૭) તે પછી પણ, માણસ વિધિસર પરવાનગી મળી જાય ત્યારે જ દાખલ થાય. જો ઘરમાં કોઈ ન હોય કે પરવાનગી ન મળે, તો પાછા ચાલ્યા જવું જોઈએ. (સૂરઃ નૂર, આ. ૨૮) ઘરમાં કોઈ ન હોય અને મકાન ખાલી હોય, એવું ત્યારે જ શક્ય છે, જ્યારે મકાન નાનું અને અલગ હોય. એક ફેલાયેલા પરિવારમાં આવું સંભવ નથી.

## પરદાની આડશમાં કોઈ વસ્તુ માગવી :

એક અન્ય જગ્યાએ કુર્આને તાકીદ કરી છે કે વ્યક્તિએ કોઈના ઘરમાંથી કોઈ વસ્તુ લેવી હોય, તો તેના અંદર ઘૂસ્યા વિના તેણે મહિલાથી પરદાની આડશમાં માગવી જોઈએ. ''અને જ્યારે તમે તેમનાથી કોઈ વસ્તુ માગો, તો તેમનાથી પરદાની પાછળથી માગો. આ વધારે પવિત્રતાનું કારણ છે તમારા હૃદયો માટે અને તેમનાં હૃદયો માટે પણ.'' (સૂરઃ અહઝાબ, આ. ૫૩) પરદાની આડશથી સામાન માગવામાં ફાયદો ત્યારે જ થઈ શકે છે, જ્યારે મકાન નાનું અને તેનું એકમ અલગ હોય. સંયુક્ત ઘરમાં કોઈ મહિલાથી ઓરડાના પરદાની આડશથી કોઈ વસ્તુ માગવામાં પરદાના આદેશનો કોઈ અર્થ શેષ રહેશે નહીં. પુનિત પત્નીઓના સંદર્ભમાં આ તાકીદનો આદેશ સમગ્ર ઉમ્મત માટે છે અને ઉમ્મતની મહિલાઓને એનો ફાયદો અલગ મકાન હોય ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે.

## મહરમ અને નામહરમ સગા-વહાલાઓથી પરદો :

ઈસ્લામે પ્રાકૃતિક સિદ્ધાંતના તકાદાનુસાર જ પરદાના હુકમોમાં વિશિષ્ટ જોગવાઈઓ રાખી છે. સ્ત્રીના સૌથી નજીકના સગાઓ, જેમનાથી હંમેશ માટે લગ્ન-સંબંધ હરામ (અવૈધ) છે, તેમના સંદર્ભમાં કુર્આને છૂટ આપી છે કે તેઓ ઘરમાં નિઃસંકોચપણે આવ-જા કરી શકે છે અને તેઓ તેમના સામે પોતાનાં શણગાર અને સજાવટને જાહેર કરી શકે છે. પિતા, ભાઈ, પુત્ર, ભત્રીજાઓ અને ભાણેજો તથા આ જ પ્રકારના નજીકના સગાવહાલાઓથી હિજાબ નથી. આ લોકોને મહરમ કહેવાય છે.

(વિગત માટે જૂઓ : સૂરઃ નૂર, આ. ૩૧; સૂરઃ અહઝાબ, આ. ૫૫)

આ નજીકના સગાઓ અને તેમના જેવા કેટલાક અન્ય લોકો સિવાય સ્ત્રી પોતાના બીજા નજીકના લોકો અને સગાઓની સામે સાજ-સજ્જા અને શણગારની સાથે બેપરવાઈની સાથે અને અનૌપચારિક રીતે નથી રહી શકતી. પતિના ભાઈ, ભત્રીજાઓ, તેના કાકા અને તેમના પુત્રો વગેરેથી પણ અન્ય નામહરમ અને અજનબી-પરાયા લોકોની જેમ સ્ત્રી માટે પરદો છે. સ્પષ્ટ છે કે આવું ઘરના અલાયદા એકમમાં જ સંભવ હોઈ શકે છે. જુદા-જુદા દાદાઓના પુત્રો અને પૌત્રો વગેરે પર આધારિત વિશાળ પરિવારમાં સ્ત્રીની સાજ-સજ્જા અને શણગાર અજનબીઓની સામે જાહેર થયા વિના રહી શકતો નથી અને સમગ્ર પરિવારની સંયુક્ત મિલ્કત-ઘરમાં કોઈ વ્યક્તિ બીજા લોકો ઉપર પાબંદી અને લગામ પણ લગાવી શકતો નથી.

અહીં એક શંકાનું નિવારણ જરૂરી છે. આદર્શ સંયુક્ત પરિવારનો નિયમ છે કે એમાં પુરુષોનો ઘરના અંદરના મામલાઓથી સંબંધ ઓછામાં ઓછો હોય છે. એવી સ્થિતિમાં પુરુષ-નામહરમના અચાનક આગમન ઉપર આંખો બચાવીને કામ ચલાવી શકાય છે, પરંતુ ઈસ્લામની અપેક્ષિત પારિવારિક વ્યવસ્થામાં આ વસ્તુ પર અમલ કરી શકાય તેમ નથી, જેમાં પુરુષનો

રાત્રિનો આખો સમય અને દિવસનો અમુક સમય અનિવાર્યપણે પોતાના ઘરમાં પત્નીની સાથે વિતવો જોઈએ.

પરદાના આદેશોમાં કુઆનિ એક મહત્ત્વની સૂચના એ આપી છે કે ઘરમાં નિઃસંકોચપણે અને બેપરવાઈથી આવન-જાવન રાખનાર સેવકો અને અપુખ્ત બાળકોને પણ ત્રણ સમયમાં પરવાનગી પછી ઘરમાં પ્રવેશ આપવામાં આવે; અર્થાત્ ઇશાની નમાઝ પછી, ફજ્રની નમાઝ પહેલા અને બપોરે કૈલુલા (બપોરની અલ્પનિદ્રા) વખતે. (સૂરઃ નૂર, આ. ૫૮) આમ, રાતનો પૂરેપૂરો સમય ઉપરાંત, દિવસનો એક ભાગ પણ પુરુષે ઘરમાં વિતાવવો જોઈએ. પુરુષ ઘરના બદલે વધારે પડતો બહાર રહે અને પોતાની પત્નીથી તેનો સંબંધ જવલ્લે જ સ્થાપિત થાય, સંયુક્ત પરિવારના આ 'દૃષ્ટાંતરૂપ' નિયમને કુઆનિ એક અન્ય જગ્યાએ રદબાતલ ઠેરવ્યો છે, જ્યારે કે તે પત્નીથી શયનખંડ જુદો અને તેનાથી બિસ્તર અલગ કરી લેવાને તેના હક્કમાં સજા ઠેરવે છે, જેના પછી તેને મારવાની જ છેલ્લી સજા બાકી રહી જાય છે. (સૂરઃ નિસા, આ. ૩૪)

## એક વધુ દલીલ :

ઇસ્લામની પારિવારિક વ્યવસ્થા પ્રીતિ, સ્નેહ, મૈત્રી, સૌહાર્દ, ઘરોબો અને સંબંધોનું પ્રતીક છે, જેમાં પ્રેમ અને લગાવને પ્રદર્શિત કરવા ઉપરાંત વિશેષ રૂપે પરિવારના નજીકના લોકોમાં નિરંતર અનૌપચારિક દા'વતોનો સિલસિલો ચાલતો રહેવો જોઈએ. આ સંદર્ભમાં કુર્આને કુટુંબના નજીકના લોકો ઉપરાંત સમાજના નબળાં અને અપંગોનું પણ ખાસ ધ્યાન રાખ્યું છે, જે કુટુંબના લોકોની જેમ જ નિઃસંકોચ અન્ય લોકોના ઘરોમાંથી ખાઈ શકે છે અને જરૂરત પડે તો તેમનું બારણું ખખડાવી શકે છે, જેમાં પરિવારના ઘરો ઉપરાંત અમુક બીજા ઘરો પણ છે, જે આ હુકમમાં સામેલ છે. તેની વિગત બતાવતાં કુર્આન કહે છે :

لَيْسَ عَلَى الْأَعْمٰى حَرَجٌ وَّلَا عَلَى الْأَعْرَجِ حَرَجٌ وَّلَا عَلَى الْمَرِيْضِ حَرَجٌ وَّلَا
عَلٰٓى اَنْفُسِكُمْ اَنْ تَاْكُلُوْا مِنْۢ بُيُوْتِكُمْ اَوْ بُيُوْتِ اٰبَآئِكُمْ اَوْ بُيُوْتِ اُمَّهٰتِكُمْ
اَوْ بُيُوْتِ اِخْوَانِكُمْ اَوْ بُيُوْتِ اَخَوٰتِكُمْ اَوْ بُيُوْتِ اَعْمَامِكُمْ اَوْ بُيُوْتِ عَمّٰتِكُمْ
اَوْ بُيُوْتِ اَخْوَالِكُمْ اَوْ بُيُوْتِ خٰلٰتِكُمْ اَوْ مَا مَلَكْتُمْ مَّفَاتِحَهٗٓ اَوْ صَدِيْقِكُمْ ۭ لَيْسَ
عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَاْكُلُوْا جَمِيْعًا اَوْ اَشْتَاتًا ۭ

''કોઈ દોષ નથી જો કોઈ અંધ કે લંગડો કે બીમાર (કોઈના ઘરમાંથી ખાઈ લે) અને ન તમારા માટે પણ એમાં કોઈ દોષ છે કે પોતાના ઘરોમાંથી ખાઓ કે પોતાના બાપ-

બીજું કારણ એ છે કે ઇસ્લામ દાંપત્ય જીવનમાં નિકાહ પછી પુરુષ પર જવાબદારીઓ નાખે છે. એક એ કે પુરુષ મહ્રના રૂપમાં પોતાની પત્નીને એક યોગ્ય રકમ આપે. બીજી એ કે જીવનભર ભરણ-પોષણ અને મકાન પત્નીને ઉપલબ્ધ કરે. પત્ની પોતાની જગ્યાએ ગમે તેટલી ધનવાન હોય, તેનું ભરણ-પોષણ પુરુષને શિરે કાનૂની રીતે અનિવાર્ય છે. આ જવાબદારી સ્ત્રીના શિરે મૂકવામાં નથી આવી. આવા કેટલાક કારણોસર લગ્ન-વિચ્છેદની પહેલી સ્થિતિ, અર્થાત્ 'તલાક'નો અધિકાર પુરુષને આપવામાં આવ્યો છે. પરંતુ આ અધિકાર કઈ સ્થિતિ માટે છે અને તેની રીત શું છે, તે પણ સ્પષ્ટ કરી દેવામાં આવેલ છે; જેની ચર્ચા અગાઉ થઈ ગઈ છે.

અલ્લાહના રસૂલ ﷺ એ ફરમાવ્યું :

إنما الطلاق لمن أخذ بالساق.

"તલાક એના માટે છે, જેણે જવાબદારી લીધી છે."

(ઇબ્ને માજહ, કિતાબુત્-તલાક : ૨૦૮૧)

લગ્ન-વિચ્છેદની બીજી રીત 'તફવીઝે-તલાક' (તલાકના અધિકારની સોંપણી) છે. આ રીત દ્વારા લગ્ન-વિચ્છેદની સહુલત સ્ત્રીને આપવામાં આવી છે. આમાં પુરુષ પોતાનો તલાકનો હક્ક પત્નીને સુપ્રત કરી દે છે, તેથી જો નિકાહ વખતે કે નિકાહ પછી પણ પુરુષ પોતાનો તલાકનો હક્ક પત્નીને સુપ્રત કરી દે છે, તો આ 'તફવીઝે-તલાક' હશે. જો પતિએ શરતની સાથે આવો હક્ક આપ્યો છે, તો શરત પૂરી કર્યા પછી પત્ની સ્વયં આ હક્કનો ઉપયોગ કરીને પોતાને તલાક આપી શકે છે, તે તલાક થઈ જશે.

લગ્ન-વિચ્છેદની ત્રીજી રીત 'ખુલ્અ' છે. આ રીત પણ સ્ત્રી માટે છે કે જો તેને એવું લાગે છે કે તે દાંપત્ય જીવનના હક્કો અને જવાબદારીઓને અદા નથી કરી શકતી, તો તે પતિથી અલગ થઈ જવાનો મામલો કરી શકે છે. સ્ત્રી મહ્રની રકમ પાછી આપશે અથવા જે રકમ નક્કી થાય એટલી રકમ ચૂકવશે, અને આ રકમના બદલામાં પુરુષ તેને તલાક આપી દેશે. આ 'ખુલ્અ' (હૈર્દૃષ્ઠિ'હંકૈહીક્ષ'હુ઼ઁકી'જ "હૈકૈદૃી) છે. રસૂલુલ્લાહ ﷺ ના જીવનમાં એક સહાબી સ્ત્રી હબીબા બિન્તે સહલ (રદિ.) હઝરત સાબિત બિન કૈસ (રદિ.)ના દાંપત્યમાં હતી, પરંતુ તેમનું ત્યાં કોઈ કાળે મન લાગ્યું નહીં. તેમણે રસૂલુલ્લાહ ﷺ ની પાસે આવીને અરજ કરી કે મને

સાબિત (રદિ.)થી કોઈ ફરિયાદ નથી, ન તેમના દીન (ધર્મ) અંગે, ન તેમના વર્તન-વ્યવહારથી મને કોઈ તકલીફ છે, પરંતુ મને એવું લાગે છે કે હું તેમના વિશે અલ્લાહના આદેશો પૂરા કરી શકીશ નહીં. તો રસૂલુલ્લાહ ﷺ એ હબીબા બિન્તે સહલ (રદિ.)થી કહ્યું કે મહરમાં સાબિત (રદિ.)એ જે બગીચો તમને આપ્યો છે, તે તેમને પાછો આપી દો, અને સાબિત (રદિ.)ને કહ્યું કે તેના બદલામાં તમે તેમને તલાક આપી દો. આ જ 'ખુલ્અ' છે.

**ફસ્ખ (રદબાતલ) :** લગ્ન-વિચ્છેદનો એક વધુ માર્ગ ઇસ્લામી અદાલત અને મુસ્લિમ કાઝી (ન્યાયાધીશ) દ્વારા છે. સ્ત્રીને પુરુષ વિશે ફરિયાદ છે; જેમ કે તે વીર્યહીન (નપુંસક, "દ્રોહ) છે, અથવા ભરણ-પોષણ નથી આપતો, અથવા દુર્વ્યવહાર કરે છે, અથવા પતિ ગૂમ થઈ ગયો છે, અથવા પાગલ થઈ ગયો છે, અથવા તે કોઈ પ્રાણઘાતક બીમારીમાં ગ્રસ્ત છે વગેરે, તો તે પોતાનો કેસ કાઝીની સામે પ્રસ્તુત કરશે, કાઝી મામલાની તપાસ કરશે અને અદાલતી કાર્યવાહી પૂરી કરશે, અને સંતુષ્ટ થયા પછી કાઝી સ્વયં સ્ત્રીના નિકાહ 'ફસ્ખ' (રદબાતલ, Annulment of Marriage) કરશે.

ઑલ ઇન્ડિયા મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ દ્વારા દેશના જુદા-જુદા ભાગોમાં 'દારુલ કઝા' સ્થાપિત કરવામાં આવેલ છે, જ્યાં મુસ્લિમ કાઝીની સામે આ સંદર્ભમાં કેસ દાખલ કરી શકાય છે.

# ઇદ્દત વિશે કેટલીક વાતો

'ઇદ્દત' (તલાક આપવામાં આવેલ સ્ત્રી માટે પ્રોબેશનરી સમયગાળા) વિશે કેટલીક વાતો યાદ રાખો :

જે પ્રમાણે એક તલાક કે બે તલાક પછી ઇદ્દત હોય છે, જેનો થોડોક ઉલ્લેખ પહેલાં થઈ ચૂક્યો છે, એ જ પ્રમાણે ત્રણ તલાક પછી પણ ઇદ્દત હોય છે. ઇદ્દત ગુજારવી અલ્લાહતઆલાનો હુકમ છે, કુર્આનમાં હુકમ આપવામાં આવ્યો છે કે :

وَ اَحۡصُوا الۡعِدَّۃَ ۚ وَاتَّقُوا اللّٰہَ رَبَّکُمۡ ۚ

"ઇદ્દતનો ખ્યાલ રાખો અને અલ્લાહથી ડરતા રહો." (સૂરઃ તલાક : ૧)

- ઇદ્દત ગુજાર્યા વગર સ્ત્રીના બીજા લગ્ન નથી થઈ શકતા.
- એક તલાક કે બે તલાક પછી, જેને 'તલાકે રજૂઈ' કહે છે, આ ઇદ્દતમાં પતિ સ્ત્રીને ફરીથી પોતાની પત્ની બનાવી શકે છે, અને જો ઇદ્દત પૂરેપૂરી પસાર થઈ ગઈ હોય તો તે ફરીથી એ સ્ત્રીથી નિકાહ કરી શકે છે.
- ત્રણ તલાક પછી, ઇદ્દતના સમયગાળામાં કે ઇદ્દત પછી, આ સ્ત્રી ફરીથી તે પુરુષની પત્ની બની શકતી નથી, સિવાય કે એવી આકસ્મિક સંજોગની સ્થિતિમાં કે જેનો ઉલ્લેખ અગાઉ 'ત્રણ તલાક પછી'ના હુકમમાં કરવામાં આવેલ છે.
- ઇદ્દતનો સમયગાળો પુરુષના ઘરમાં જ વિતાવવામાં આવે છે, અને એ ગાળામાં સ્ત્રીને ભરણ-પોષણ પણ પુરુષ આપે.
- ઇદ્દત વિતી ગયા પછી પુરુષ અને સ્ત્રી વચ્ચે કોઈ સંબંધ રહી જતો નથી. તેથી હવે સ્ત્રીના ભરણ-પોષણ કે નિભાવની જવાબ્રદારી પુરુષના શિરે નથી. ઇદ્દત પછી પુરુષથી નિભાવ વગેરે લેવું એવું છે, જાણે કોઈ અજાણ્યા પરાયા પુરુષથી પોતાનો નિભાવ લેવામાં આવે.
- માસિક ધર્મવાળી સ્ત્રીઓ માટે ઇદ્દત સંપૂર્ણ ત્રણ માસિક ધર્મ છે. ત્રીજા માસિક ધર્મથી પાક (શુદ્ધ અને પવિત્ર) થતાં જ ઇદ્દત સમાપ્ત થઈ જાય છે.
- જો માસિક ધર્મ ન આવતું હોય તો ઇદ્દતની મુદ્દત ત્રણ મહિનાની છે.
- પરંતુ તલાક સમયે સ્ત્રી જો સગર્ભા છે, તો બાળકના જન્મની સાથે જ ઇદ્દત સમાપ્ત થઈ જશે, ચાહે બાળકનો જન્મ તલાક પછી અમુક જ દિવસમાં થઈ જાય કે ત્રણ મહિનાથી વધારે ગાળામાં બાળકનો જન્મ થાય.

